# પુનરાવર્તન 1

**1. નીચેના શબ્દોની સાચી જોડણી લખો :**

(1) ચીનગારિ (2) કામીની

(3) વીશવાનલ (4) સીસોટિ

(5) સાહીત્યરસીક

**2. નીચેનાં વાક્યો વાંચીને વિશેષણની નીચે લીટી દોરો એ વિશેષણનો ઉપયોગ કરી નવું વાક્ય બનાવો :**

(1) તૂટેલા ઝૂંપડામાં એનો સામાન સચવાઈ રહેતો.

(2) ધૂળિયે મારગ ચાલ.

(3) આછું અંધારું ને આછો ઉજાસ હતો.

**3. નીચેના શબ્દોને શબ્દકોશના ક્રમમાં ગોઠવો :**

પ્રાર્થના, વિશ્વાનલ, ઠંડી, શ્વાસભેર, શ્રીમંત.

**4. ગદ્ય-એકમોમાંથી વિવિધ વિરામચિહ્નોવાળાં વાક્યો તારવી યાદી તૈયાર કરો.**

**5. નીચેના પ્રશ્નોના ઉત્તર લખો :**

(1) કવિ ઈશ્વર પાસે શાની માગણી કરે છે ?

(2) વેણુની સમજદારી ક્યારે અને કઈ રીતે વ્યક્ત થઈ છે ?

(3) ચંદ્ર વિશે કવિ કેવી કલ્પના કરે છે ?

(4) ગાંધીનગરમાં જોવાલાયક સ્થળો વિશે લખો.

**6. ઈન્ટરનેટ ઉપરથી ડાઉનલોડ કરેલી કૃતિઓનું પ્રદર્શન ગોઠવી તેનો અહેવાલ તૈયાર કરો.**

**7. નીચેના શબ્દજૂથનો ઉપયોગ કરી વાક્ય બનાવો :**

(1) શ્રીમંત, ભિખારી, સંગીત.

(2) સવાર, અંધારું, અવાજ.

(3) ઝડપ, વહાલ, ભંડાર.

(4) અનાજ, નિશ્ચિત, પ્રજા.

(5) માલિક, આનંદ, અમર.

**8. એકથી પાંચ એકમ પૈકી તમને કઈ કૃતિ ગમી ? શા માટે ? લખો.**

•